વાગતાં એક ગરીબ ખેડુતને વાગી. તેની સ્ત્રીએ ફરિયાદ કરી ત્યારે જહાંગીરે પેલી બંદુક ખેડુતની સ્ત્રીને ભરીને આપી અને કહ્યું કે તું આ વડે નૂરજહાંના પ્રાણ લે, મારી રજા છે.

મુસલમાની રાજ્યમાં પણ આ જ રીત હતી. ન્યાય ચૂકવવાનું કામ કરનાર કાજી કહેવાતો અને કાજી ન્યાયની બાબતમાં બાદશાહથી સ્વતંત્ર ગણાતો. બાદશાહના ફરમાનને નહિ, પણ દીનના ફરમાનને માનવા તે બંધાયલો ગણાતો. કેટલીક વખત આપખુદ બાદશાહો પોતાની મરજી પ્રમાણે ન્યાયનો ચુકાદો અપાવવા ઇચ્છે ત્યારે કાજીઓએ પોતાના શિરની પરવાહ રાખ્યા વિના બાદશાહના હુકમનો અનાદર કર્યાના દાખલા મુસલમાની ઇતિહાસમાંથી મળી આવે છે.

આ ઇન્સાફનું કામ ચોક્કસ ધોરણસર ચાલે, માટે દરેક રાજ્યમાં કાયદા ઘડેલા હોય છે. કાયદા કાયદામાં પણ પાછા ભેદ હોય છે. ચોરી કરનાર માણસ અથવા જુઠું બોલીને છેતરનાર માણસ જેમ રાજ્યનો કાયદો તોડે છે તેમજ ઇશ્વરનો કાયદો પણ તોડે છે; પરંતુ શહેરમાં ગાડી ડાબી બાજુએ ન હાંકે તે જોકે રાજ્યનો કાયદો તોડે છે, પણ તેમ કરવાથી ઇશ્વરનો કાયદો તોડતો નથી. રસ્તામાં હાંકનારા ગમે તેમ ગાડીઓ હાંકે તો અથડાઅથડી થઇ પડે, માટે સગવડની ખાતર જ આવા કાયદા ઘડવાની જરૂર હોય છે. એટલે રાજ્યના જે કાયદા નીતિના ધોરણ ઉપર રચાયલા હોય છે તે સર્વ કાળે માન્ય ગણવા જોઇએ અને જે કાયદા કેવળ સગવડની ખાતર રચેલા હોય તેવા કાયદાને પાળવાથી જેટલી સગવડ સચવાય તેના કરતાં તોડવાથી વધુ સગવડ સચવાતી હોય તો તે તોડવામાં બાધ નહિ હોવો જોઇએ. એટલે ન્યાયાધીશ કેવળ કાયદાનાં શબ્દાર્થ પ્રમાણે જ ન્યાય કરવા બેસે તો તો ઘણી વાર અન્યાય પણ થઇ જાય, માટે ન્યાય કરતી વખતે તેણે માત્ર કાયદાનો જ અમલ નહિ કરવો જોઇએ, પણ અમુક સંજોગમાં શું ખરૂં અને શું ખોટું ગણાય તેનો પણ વિવેક કરવો જોઇએ. જ્યારે રાજસત્તા

અથવા તો તે સત્તાનો પ્રતિનિધિ ન્યાયાધીશ આવો વિવેક ન વાપરે ત્યારે પ્રજા કાયદાનો ભંગ કરે તો તે ખોટું નહિ. આવો ભંગ કેવળ પોતાના સ્વાર્થને સારૂ નહિ કરેલો હોય અને પૂરેપૂરી શાન્તિ જાળવીને કર્યો હોય ત્યારે તે સવિનય ભંગ કહેવાય.

દરેક દેશના નીતિમાન્ય કાયદા તો સરખા જ હોય છે, પણ સમાજની સગવડને સારૂ રચેલા કાયદા દરેક દેશના લોક પોતપોતાની સગવડ પ્રમાણે રચી લે છે. પોતાની સગવડ અગવડ અને હિત અહિત પોતે જ સૌથી વધારે સમજી શકે, માટે પોતાના દેશના કાયદા પોતે જ ઘડેલા હોવા જોઇએ. પોતાની મેળે અને પોતાને માટે માણસ ગમે તેવા સખ્ત નિયમો કે કાયદા કરે, પણ તે સ્વેચ્છાથી કરેલા હોઈ માણસને દુઃખમય નથી લાગતા. તેમાં માણસની સ્વતંત્રતા સચવાય છે અને પોતાના આત્માનો વિકાસ બિનઅંતરાય થઈ શકે છે. પણ બીજો માણસ આપણે માટે થોડામાં થોડા નિયમો કે કાયદા કરે તોપણ તે જાણે બંધનરૂપ લાગે છે, તેમાં પરતંત્રતા વેઠવી પડે છે અને આત્મા ગુંગળાય છે. આવું જ દેશને વિષે પણ છે. દેશના લોકો જ દેશને માટે સખ્ત કાયદા કરે તો અડચણ નહિ, પણ પરદેશના લોકો કોઈ દેશને માટે કાયદા ઘડે તો તેમાં તે દેશની પ્રજાને દુઃખ છે, તે દેશની પ્રજાની પરતંત્રતા છે, તે દેશની પ્રજાનો પ્રાણ વિકાસ નથી પામી શકતો.

આવી સ્થિતિ અત્યારે આપણા દેશની છે. આપણા દેશના કાયદા ઘડવાનું કામ પરદેશી સત્તા l હાથમાં છે. જોકે હિંદુસ્તાનમાં એકલા અંગ્રેજ અમલદારો કાયદા નથી ઘડતા, કાયદા ઘડવા માટે હિંદુસ્તાનના દરેક પ્રાન્તમાં તે તે પ્રાન્તનું એક મંડળ હોય છે. તેમાં પ્રાન્તને લગતા કાયદા ઘડાય છે. આ મંડળને ધારાસભા કહે છે. પણ પ્રાન્તના બધા કાયદા ઘડવાની સત્તા પ્રાન્તની સરકારને નથી આપેલી હોતી. કેટલાક કાયદા હિંદની સરકાર ઘડે છે અને તે ઘડનારા મંડળને વડી ધારાસભા કહે છે. આ ધારાસભામાં પ્રજા

તરફના પ્રતિનિધિઓ પણ હોય છે. પહેલાં આવા પ્રતિનિધિઓની સંખ્યા ઓછી હતી. સને ૧૯૦૯ માં ધારાસભામાં સુધારા થયા અને પ્રજાના પ્રતિનિધિઓની સંખ્યા વધી. વળી સને ૧૯૧૯ ના નવા સુધારા પ્રમાણે સંખ્યા એથીયે વધી છે, પણ બધા કાયદા ઘડવાની સત્તા આ ધારાસભાના હાથમાં નથી. ધારાસભાની રચના એવી છે કે પ્રજાના પ્રતિનિધિઓને બાજુએ રાખીને અંગ્રેજ અમલદારો પોતાનું ધાર્યું કરી શકે છે. એટલે ધારાસભા હોવા છતાં પરિણામ તો ઉલટું એવું આવે છે કે હિંદુસ્તાનના કાયદા ઘડવામાં હિંદુસ્તાનની સરકાર પ્રજાને ભાગ આપે છે એમ દુનિયામાં કહેવાય, જ્યારે વાસ્તવિક રીતે તેમાં પ્રજાનો હિસ્સો નજીવો અને મુદ્દાની બાબતમાં તો જરાયે નહિ એવો છે. સમૂળગો હિસ્સો ન હોય તો તો સરકારનું આપખુદ સ્વરૂપ ઉઘાડું પડે, પણ આ તો ફુંકી ફુંકીને કરડવાનો ઘાટ છે.

ન્યાયનો બીજો બહુ અગત્યનો સિદ્ધાન્ત એ છે કે ન્યાય લેવા જનારને તે ન્યાય માટે કાંઈ દામ બેસવા ન જોઈએ. ન્યાય તો જેને જોઈએ તેને મફત મળી શકે એવી વ્યવસ્થા રાજ્ય તરફથી હોવી જોઈએ. રાજ્ય પાસે ન્યાય મેળવવા જનાર માણસ ઘણું ખરૂં નિર્બળ હોય છે. સબળ માણસને અન્યાય વેઠવાના પ્રસંગ ઓછા આવે છે અને કદાચ આવે તો જો તે માણસ સારો હોય તો ક્ષમાવૃતિ રાખીને અન્યાય સહન કરી લે છે. પણ ન્યાય મેળવવો મોંઘો પડે તેમ હોય તો નિર્ધન અને નિર્બળ માણસો ન્યાય મેળવી શકે નહિ, માટે ન્યાય વેચાય નહિ, પણ મફત અપાય.

પણ આપણા દેશમાં તો ન્યાય મેળવવા જવું બહુ કઠણ કામ છે. એમ કહેવાય છે કે જે માણસ સરકારની અદાલતમાં ગયો તે જો હારે તો તો હાર્યો જ છે, પણ જીતે તો પણ હાર્યો છે. કોઈ માણસને બીજા ઉપર લેણદેણનો દાવો કરવો હોય તો જેટલા રૂપીયા તે માગતો હોય તે ઉપર અથવા બીજી કોઈ બાબતોનો મુકર્દમો માંડવો

હોય તો તે દાવાની જેટલા રૂપીયાની કીંમત અંકાય તે ઉપર સેંકડે સાડા સાત ટકા 'કોર્ટ ફી' ભરવી પડે છે. આ ઉપરાંત સાક્ષીઓને બોલાવવા હોય તેમનાં ભથ્થાં ભરવાં પડે છે, વકીલને ફી આપવી પડે છે અને બીજો ખર્ચ તો જુદો જ. એટલે એવી સ્થિતિ થાય છે, કે ગરીબ માણસ તો અદાલતમાં દાદ માગવા જઇ જ ન શકે. કોર્ટનો વહિવટ એવો અટપટો હોય છે, કે વકીલની મદદ સિવાય માણસને કાંઈ સમજ ન પડે. વળી ન્યાય ચુકવવાની બાબતમાં યોગ્યાયોગ્યતા કરતાં પણ કાયદાની બારીકીને એટલું બધું મહત્વ આપવામાં આવે છે, કે જે વકીલ વધારે હોશિયાર હોય તેનો પક્ષ જીતવાનો સંભવ વધારે હોય છે. એટલે જીત અથવા હારનો આધાર ન્યાયઅન્યાય ઉપર રહેવાને બદલે વકીલની હોશિયારી ઉપર મ્હોટે ભાગે રહે છે. ફોજદારી મુકર્દમામાં કોર્ટ ફીના કે એવા પેસા નથી આપવા પડતા. ફરિયાદ પક્ષનું કામ સરકાર તરફથી જ કરી લેવામાં આવે છે, પણ તેમાં બચાવનો મ્હોટો આધાર વકીલની હોશિયારી ઉપર રહે છે, અને આરોપી પાસેથી વકીલો મ્હોંમાગ્યા પૈસા કઢાવે છે. અને આ બધું છતાં અંગ્રેજ સરકારના ન્યાયખાતા જેવું વ્યવસ્થિત ન્યાયખાતું પહેલાં કદી ન હતું, એમ આપણને ઇતિહાસમાં સમજાવવામાં આવે છે. પહેલાંના વખતમાં અત્યારે ન્યાયખાતામાં જેટલો આડંબર છે, જેટલું ગુંચવણીયાપણું છે, જેટલું ખર્ચાળપણું અને આ બધાને લીધે જે વ્યવસ્થિતપણાનો દેખાવ થાય છે તે કદાચ નહિ હોય; પણ લોકોની સગવડ તો બરાબર સચવાતી. અત્યારે તો કોર્ટના અટપટા વહિવટને લીધે કામ એટલું ધીમું ચાલે છે કે તમે કોઇ પાસે દસ રૂપીયા માગતા હો અને તે બાબત અદાલતમાં દાવો કરવા જાઓ તો તેનો ફેંસલો મળતાં સહેજે છ મહિના તો નીકળી જાય અને ફેંસલો મળ્યા પછી કોર્ટની મદદથી તે વસુલ કરતાં બીજા બે ત્રણ મહિના નીકળી જાય. અને આ છ કે આઠ મહિનામાં તમારે બપોરના ૧૧ થી ૫ વાગ્યા સુધી કોર્ટમાં

નહિ નહિ તો પણ કામધંધો બગાડીને પાંચ છ દિવસ તો ખોટી થવું જ પડે. આમ દસ રૂપીયા લેવા જાઓ એમાં વીસ પચીસ રૂપીયાના ખાડામાં ઉતરી જાઓ. આ તો ન્હાના મુકર્દમાનો દાખલો આપ્યો, પણ મ્હોટા મુકર્દમા તો દસ દસ અને વીસ વીસ વર્ષ સુધી લંબાયાં જ કરે છે. એટલે ન્યાયને લીધે જે રાહત મળવી જોઇએ તે તો ક્યાંય રહી જાય છે અને કેવળ અથડામણ સહન કરવી પડે છે.

આ અદાલતોની બીજી ખામી એ છે કે ન્યાયાધીશ પોતાની સમક્ષ જે કાયદેસર પૂરાવો નોંધાય તેટલા ઉપરથી જ નિર્ણય આપી શકે છે અને તેને દરેક દાવો કાયદેસર પૂરાવાથી સાબીત કરવો પડે છે. હું તમારી પાસે દસ કે વીસ રૂપીયા હાથઉછીના લઈ જાઉં તો તે વખતે કોઇ સાક્ષીને કાંઇ ઉભા રાખતો નથી. પણ તમને રૂપીયા હું પાછા ન આપું અને તમે મારા ઉપર અદાલતમાં દાવો કરવા જાઓ તો તમે રૂપીયા આપતી વખતે હાજર હોય એવા એક બે માણસનો પૂરાવો જોઇએ. તે માણસને પૂછવામાં આવે કે રૂપીયા ક્યાંથી લાવીને આપ્યા, નોટ હતી, ગીની હતી કે રૂપીયા હતા, તે વખતે શું વાતચીત થયેલી, શું કામ રૂપીયા જોઇએ છે એમ કહેલું?—આવા આવા કંટાળો છુટે એવા દસ વીસ પ્રશ્ન સામા પક્ષનો વકીલ પૂછે. આનું પરિણામ એ આવે છે કે કેટલીક વખત તો ખરા દાવાને પણ કાયદેસર પૂરવાર કરવા સારૂ ખોટા સાક્ષી ઉભા કરવા પડે છે; અને કેટલીક વાર તો ખરો દાવો પૂરવાર કરનાર ખરા સાક્ષીને કેટલીક જુઠી હકીકત પોતાનું કાયદેસર ખરાપણું સાબીત કરવાને માટે કહેવી પડે છે. સાચો સાક્ષી હોય અને તે પોતે જાણતો જ હોય એટલું કહે, પણ કોઈ મુદ્દાની એકાદ બાબત ભૂલી ગયો હોય અને તે વિષે યાદ નથી કે એવો કાંઇ જવાબ-આપે તો કોર્ટને શંકા ઉત્પન્ન થાય એટલે પૂરાવાની સાંકળમાં કેટલાક ખૂટતા અંકોડા વકીલો અને સાક્ષીઓની કલ્પનાશક્તિ વડે પૂરી લેવામાં આવે છે. એટલે અદાલત તો શી રીતે જુઠું બોલવું તે શીખવાની

જાણે એક શાળા થઈ પડે છે. સાચા મુકદ્દમામાં આ પ્રમાણે અસત્ય વિના નથી ચાલતું તો પછી જુઠા મુકર્દમાની તો વાત જ શી ? અદાલતનું વાતાવરણ જ આંટીઘુંટી, કાવાદાવા અને જુઠાણાથી વ્યાપી રહેલું હોય છે.

બ્રિટિશ ન્યાય વિષે અંગ્રેજ લોકો બહુ મગરૂબી ધરાવે છે. પણ હિંદુસ્તાનમાં તો એ બ્રિટિશ ન્યાયથી તેમને શરમ ઉપજવી જોઈએ એવી સ્થિતિ છે. હિંદી હિંદીઓ વચ્ચે ભલે તેઓ કાયદાનો અમલ નિષ્પક્ષ રીતે કરતા હોય, પણ જ્યાં હિંદી અને અંગ્રેજ વચ્ચે ન્યાય કરવાનો પ્રસંગ આવે છે ત્યાં બ્રિટીશ ન્યાય ઉંધી જાય છે. કેટલાક ગુન્હા રાજ્ય વિરુદ્ધ ગણાય છે, તે બાબતમાં પણ બ્રિટિશ ન્યાયને ઉંચે ટીંગાડીને જ કામ ચલાવવામાં આવે છે. દરેક રાજ્યમાં રાજ્ય સામે અપ્રીતિ ફેલાવવી એ પ્રજાની દૃષ્ટિએ પણ ગુન્હો ગણાય, પણ જ્યારે તે રાજ્ય લોકોનું હોય અને લોકોનાં હિત માટે હોય ત્યારે. જ્યારે રાજ્ય પ્રજાના હિત માટે નહિ, પણ રાજ્ય ચલાવનારના હિત માટે જ હોય ત્યારે પ્રજાને તેની ખરી હાલતનું ભાન કરાવવા, તેને પોતાનો બચાવ કરવા સારૂ જાગૃત કરવા પ્રજાના નેતાઓને કામ કરવું પડે અને તેમ કરતાં રાજ્યના દોષો બતાવવા જ પડે, રાજ્ય વિષે લોકોમાં માન અને પ્રીતિ ન રહે એવાં કામો કરવાં પડે અને એવું કહેવું જ પડે. રાજ્ય અને પ્રજાનું હિત એક ન હોય ત્યાં આવા રાજ્ય વિરુદ્ધ ગુન્હારૂપ ગણાય એવાં કામો તો પ્રજામાં દરેક સારા માણસને કરવાં જ પડે. અને જો તેમનું કહેલું માનવા રાજ્ય તૈયાર ન હોય તો તેણે કબુલ કરવું જોઈએ કે અમે ન્યાયથી રાજ્ય ચલાવવા નથી માગતા, પણ બળજોરીથી રાજ્ય ચલાવીએ છીએ. પરંતુ અંગ્રેજ સરકાર તો આમ કરવા છતાં ન્યાયી હોવાનો ડોળ કરે છે.

જે સરકાર લો. મા. તિલક મહારાજને અને મહાત્મા ગાંધીજીને રાજ્યદ્રોહી ગણે તે સરકારની અદાલતો અને કાયદા ન્યાયી છે એમ શી રીતે કહેવાય ?

મહાત્મા ગાંધીજીએ તેનો જે ચિતાર પોતાના કોર્ટ સમક્ષ રજુ કરેલા લેખી એકરારમાં આપ્યો છે તે એટલો હુબહુબ છે કે તે જ અહીં આપવો યોગ્ય છે. તેઓએ કોર્ટને કહ્યું કે:—'ખુદ કાયદો પણ આ દેશમાં હિંદને ચૂસી લેનાર પરદેશીઓની સેવાને અર્થે જ વપરાય છે. પંજાબ માર્શલ લૉના મુકર્દમાઓની મારી તટસ્થ તપાસને પરિણામે મારા ઉપર એવી જ છાપ પડી કે સેંકડે ઓછામાં ઓછી પંચાણું ટકા સજાઓ કેવળ દુષ્ટ હતી. હિંદમાંના રાજદ્વારી મુકર્દમાઓના મારા અનુભવ ઉપરથી મેં જોયું છે કે તેમાં સજા પામેલા લોકોમાંના દર દસમાંથી નવ સાવ નિર્દોષ હતા. સ્વદેશપ્રીતિ એ જ એમનો ગુન્હો. હિંદની અદાલતોમાં યુરોપીઅનોની સામે કામ માંડનારા સોમાંથી નવ્વાણું હિંદીઓને ન્યાય મળતો નથી. આ ચિતારમાં રંગપૂરણી કે અતિશયોક્તિ ક્યાંયે નથી. આવા મુકર્દમાઓ જોડે સંબંધ ધરાવવાનો જે જે કોઇ હિંદીઓને પ્રસંગ પડ્યો છે તેવા લગભગ દરેક હિંદીનો અનુભવ આવો જ છે.'

અસહકારની લડતને અંગે અદાલતોનો ત્યાગ કરવાની જરૂર આગળ આપણે જોઇ ગયા છીએ, પણ તે સિવાય પણ આ અદાલતો વર્જવા જેવી છે. ન્યાય મેળવવાના હેતુથી તમે તેમાં દાખલ થાઓ, પણ તે ન્યાય મેળવવા ખાતર તમારે નીતિના કેટલાય કાયદા તોડવા પડે એવી સ્થિતિ છે.

હવે સવાલ એ થાય છે કે આ અદાલતોની અવેજીમાં આપણી પાસે કાંઇ છે ?

કોઇ માણસ આપણને મારે, આપણી વસ્તુ લઇ જાય, આપણા માગતા રૂપીયા ન આપે તો તેની સામે આ અદાલતો વિના બીજો કાંઈ ઉપાય છે કે પછી સાધુવૃત્તિથી ક્ષમા રાખીને સહન કરી લેવું એ જ ઉપાય છે? કોઇ આપણું નુકસાન કરે તે ક્ષમા રાખીને સહન કરી લઇએ એ ઉત્તમ ઉપાય તો છે જ. પણ બધા જ માણસો ક્ષમા રાખી શકતા નથી અને સહન કરી શકતા નથી. તેથી જ તો

સમાજવ્યવસ્થાની જરૂર પડે છે. એટલે સાધારણ દુનિયાદારી માણસો માટે ન્યાય મેળવવા જવાનું કાંઇ કામ હોવું તો જોઇએ જ. આપણાં મહાજનો અથવા પંચોને આપણે ફરી સ્થાપીએ અને પહેલાં તે જે કામ કરતાં તેવું જ કામ ફરી તે કરતાં થઇ જાય તો અદાલતોની બહુ થોડી જરૂર રહે. ગ્રામપંચાયત વાળા પ્રકરણમાં આપણે જોઇ ગયા કે પહેલાં લોકોમાં કાંઇ તકરાર થાય અથવા કજીઓ થાય તો તેનો નિકાલ ગામનું મહાજન એકઠું મળીને કરતું. આ ઉપરાંત દરેક ધંધાદારીઓનાં પણ જુદાં જુદાં મહાજન હતાં અને હજી પણ છે. કોઈ માણસ પોતાના ધંધામાં અપ્રમાણિકતા વાપરે, માલ વેચવાનો કે લેવાનો કરાર કર્યો હોય અને ફરી જાય તો તે ધંધાનું મહાજન તેને સજા કરે છે. આવા મહાજનોનું જોર અત્યારે ઘટી ગયું છે. પણ તેની ફરી પ્રતિષ્ઠા કરી હોય તો અદાલતોમાં જવાની જરૂર જ ન રહે. ગામડાંઓમાં ગામનું પંચ કજીઆ ચુકાવે અને શહેરોમાં આવાં મહાજનો ચુકાવે. પછી ચોર, લૂંટારા, ખુન કરનારા અને એવા બદમાશ માણસોને સજા કરવાનું કામ માત્ર રાજ્ય તરફથી કરવામાં આવે. જોકે ગામનાં પંચો પણ આવા ગુન્હાઓ ઉપર ઘણો અંકુશ રાખી શકે અને રાખે છે.

પંચ અથવા મહાજન મારફત ન્યાય ચુકવાય એટલે અદાલતો-માં જે ખર્ચ થાય છે તેમાંથી બચી જવાય, જે વખતનો નકામો વ્યય થાય છે તે અટકે, અદાલતોમાં છેક ન્યાયાધીશ અને વકીલથી માંડીને તે અદાલતના પટાવાળા સુધીના લોકો તરફથી જેઅવિનયી અને કેટલીક વાર અપમાનભરી વર્તણુક ચલાવવામાં આવે છે તેનો પ્રસંગ ન પડે, ખોટા સાક્ષી ઉભા કરવાની પંચાત ન રહે અને અનેક રીતે સરળતા થઇ જાય. મ્હોટામાં મ્હોટો લાભ તો એ છે કે પોતાની સરખી જ સ્થિતિના માણસને હાથે પોતાનો ન્યાય થાય. અદાલતોમાં ન્યાયાધીશો પક્ષકારને નહિ ઓળખનારા અને તેમની સ્થિતિથી બિલકુલ બિનવાકેફ એવા હોય છે. મ્હોટી અદાલતોમાં તો આપણા રીતરિવાજ અને આપણો

સ્વભાવ ન સમજી શકે એવા પરદેશી ન્યાયાધીશો ઘણે ભાગે હોય છે. તેથી ઉલટું પંચના અથવા મહાજનના માણસો બન્ને પક્ષકારને બરાબર ઓળખતા હોય છે, સાક્ષીઓને પણ તેઓ ઓળખતા હોય છે. કયા માણસો કેટલે સુધી ખોટું કરી શકે એવા છે તે તેઓ જાણતા હોય છે. એટલે પક્ષકારો અથવા સાક્ષીઓ તેમને છેતરી શકતા નથી. પોતાનો પક્ષ ખોટો હોય તો તેનું ખોટાપણું ઉઘાડું પડી જતાં સમાજમાં પોતાની બેઇજ્જતી થશે એવો આમાં ભય રહે છે. લોકોનો ઉઘાડો અનુભવ છે કે જે માણસો એકવાર અદાલતમાં જાય છે તે માણસોને અદાલતના ફેંસલાથી કદી સંતોષ થતો જ નથી. તે એમજ માને છે કે મને ન્યાય મળ્યો નથી અને તેથી સામા માણસ ઉપર તેનું વેર વધે છે. અદાલતમાં લડેલા પક્ષકારો જન્મારાના વેરી બની રહે છે. ત્યારે પંચ અથવા મહાજનની તકરાર પતવવાની પદ્ધતિમાં એ ખૂબી છે કે તેઓ તકરારના ખરાખોટાપણાનો જ માત્ર ફેંસલો આપતા નથી, પણ તેમની પાસે આવેલા પક્ષકારોને એકબીજા સાથે મેળવીને, એક કરીને, તેમનાં વેરને ભૂલાવીને પાછા મોકલે છે. પછી હમેશાં તેઓ મિત્ર થઇને રહે છે.

તેથી મહાસભા તરફથી ગામે ગામ ગ્રામસમિતિઓ તથા ગ્રામપંચાયતો સ્થાપવાની હિલચાલ ચાલી રહી છે. મ્હોટાં શહેરો માટે લવાદકોર્ટો સ્થાપવાની હિલચાલ ચાલે છે. તેમાં આપણા માણસોને હાથે જ આપણો ન્યાય થાય એ એક મ્હોટો લાભ અને બીજું, સરકારી અદાલતોના ત્રાસમાંથી છુટવાપણું તેમાં રહેલું છે. આ પંચાયતો અને લવાદકોર્ટોને લોકો જેટલી મદદ કરે અને ઉપાડી લે તેટલી તેને ફતેહ મળે અને તેટલી આપણી સ્વરાજ્યસ્થાપના વધારે થાય.

# परिशिष्ट

## હિંદ કેમ પાયમાલ થયું ?*

### ( લેખક: મહાદેવ હરિભાઇ દેશાઇ )

"છેલ્લાં પચીસ વર્ષમાં આપણે હિંદુસ્તાનની પાસે આપણો માલ બળાત્કારે લેવરાવ્યો છે—આપણો ઉનનો માલ કાંઇપણ જકાત વિના, સૂતરનો ૨½ ટકાની જકાત નાંખીને, અને બીજો માલ પણ પ્રમાણમાં જકાત નાંખીને. અને આ દરમ્યાન આપણે ત્યાં આવતા હિંદુસ્તાનના માલ ઉપર અટકાયત જકાતો સેંકડે ૧૦, ૨૦, ૩૦, ૫૦, ૧૦૦, અને ૫૦૦ થી માંડીને ૧૦૦૦ ટકા સુધીની નાંખવાનું આપણે ચાલુ જ રાખ્યું છે. એટલે હિંદુસ્તાન સાથે અનિયંત્રિત વેપારની જે આપણે બૂમ પાડી છે, તે કેવળ આ દેશમાંથી જતા માલને વિષે જ પાડી છે, હિંદુસ્તાનમાંથી આ દેશમાં આવતા માલ વિષે નહિ. સુરત, ઢાકા, મુર્શિદાબાદ અને બીજી જે જે જગ્યાઓએ દેશી વણાટકામનાં મથકો હતાં તે પડી ભાંગવાની અથવા તેની પાયમાલી થયાની કથા તો એટલી દુઃખદાયક છે કે તેની તથામાં શું ઉતરવું ? આ બધું નીતિથી વેપાર થયાને લીધે થયું છે એમ હું માનતો નથી; એ તો 'બળીઆના બે ભાગ' ને ન્યાયે જ થયું છે.—મિ. મૉન્ટગોમરી માર્ટિન.

"મિ. બ્રૉકલહર્સ્ટ—પણ વાત એ છે કે આ દેશના અથવા હિંદુસ્તાનના–એમાંથી એક દેશના વણકરોને તો નુકસાન થયા વિના છુટકો જ ન મળે; અને હિંદુસ્તાનના વણકરો તો ચગદાઇ ચૂક્યા છે, ( તેમને હવે વધારે નુકસાન થવાનો અવકાશ રહ્યો નથી.) ત્યારે શું હવે તમે આ દેશના ભોગે તેમને સજીવન કરવા માગો છો ?

---

* તા. ૧૪-૭-૨૧ ના નવજીવનમાંથી ઉદ્ધૃત.

"મિ. માર્ટિન—મારે તેમને સજીવન નથી કરવા, પણ હું તો તેમને ચાલુ નુકસાન થતું અટકાવવા માગું છું. પણ હિંદુસ્તાનના વતનીઓને આ દેશના વતનીઓની સાથે છૂટથી હરીફાઇ કરવા દેવાથી આ દેશના વણકરો પાયમાલ થશે એમ માનવાનું કશું કારણ નથી, કારણ હિંદુસ્તાનમાં યાંત્રિક સાળો નથી; અને ગ્લાસગો અને માન્ચેસ્ટરના વણકરોને પોતાની શક્તિ અને મૂડી વાપરવાની જે સોઇ છે તે સોઈ પણ તેમને નથી.

"મિ. બ્રૉકલહર્સ્ટ—તમને જે સવાલ પૂછવામાં આવ્યા છે તે તો યાંત્રિક સાળો ઉપર ન થઇ શકે એવા ઝીણા માલ વિષે જ પૂછવામાં આવ્યા છે. પ્રશ્ન એ છે કે હિંદુસ્તાનનો ઝીણો માલ આવવા દઇને આપણે આપણે ત્યાં તેવું વણાટ બંધ કરવું ?

"મિ. માર્ટિન—જો આપણે ત્યાંનું વણાટ, હિંદુસ્તાનને અન્યાય કરીને જ ટકાવી રાખી શકાતું હોય તો બહેતર છે કે ઇંગ્લંડ ન્યાયથી વર્તે, પછી ભલે આપણું વણાટ બંધ થાય. જે દેશ ઇંગ્લંડે જીત્યો છે તે દેશના લોકોને, પોતાના હિતને ખાતર, દેશના એક નાનકડા વર્ગના હિતને ખાતર, પાયમાલ કરવાનો ઇંગ્લંડને કશો હક નથી.

"મિ. બ્રૉકલહર્સ્ટ—જ્યારે ૧૮૩૩ માં હિંદુસ્તાનની રાજ્યસત્તા આ દેશના રાજ્યકર્તાઓને હાથ આવી ત્યારે તો **હિંદુસ્તાનનો વણાટનો ઉદ્યોગ તદ્દન નાશ થઇ ચુકેલો હતો. એટલે હવે તેનો નાશ કરવાનો સવાલ રહ્યો જ નથી. એ તો 'હોની થી સો હો ચુકી હૈ !'** પણ આપણી પાસે તો એવો પુરાવો છે કે હિંદુસ્તાન ખેતી કરનારો દેશ છે, માલ ઉત્પન્ન કરનાર દેશ નથી; અને પ્રથમ જેઓ માલ ઉત્પન્ન કરતા હતા તેઓ હવે ખેતી કરતા જ થઈ ગયા છે. તમને એમ લાગે છે ખરૂં કે આ દેશમાં માલ ઉત્પન્ન થતો

અટકી જાય તો અહીંના લોકો પાછા ખેતી કરવાનો ધંધો લઈ શકે એવા સંજોગો છે?

"મિં. માર્ટિન—હિંદુસ્તાન કેવળ ખેતી કરનાર દેશ છે એમ હું છાંટાભાર માનતો નથી; હિંદુસ્તાન જેટલો ખેતી કરનાર દેશ છે તેટલો જ માલ ઉત્પન્ન કરનાર દેશ છે. **અને જે તે દેશને કેવળ ખેતી કરનાર બનાવી દેવા માગે તે તેને સભ્યતામાં નીચલે પગથીએ ઉતારી પાડવા માગે છે.** હું માનતો નથી કે હિંદુસ્તાન ઇંગ્લંડનું ખેતર છે કે જેમાં ઇંગ્લંડ પોતાને જોઇએ તેટલો કાચો માલ પકવ્યાં કરે. એ પાકો માલ બનાવનાર દેશ છે; એનો અનેક જાતનો અને ભાતનો પાકો માલ જમાનાના જમાના થયાં મશહૂર છે, અને ન્યાયની રીતે વર્તવામાં આવે તો કોઇપણ પ્રજાની તે માલની બનાવટમાં તેની સાથે હરીફાઈમાં ઉતરવાની મગદૂર નથી. તેની ઢાકાની મલમલીન અને કાસ્મીરી શાલોની વાત હું અત્યારે નથી કરતો, પણ બીજી અનેક બનાવટોની વાત કરૂં છું. તેના જેવી વસ્તુઓ દુનિયાના બીજા કોઈ ભાગમાં તૈયાર થઈ નથી. આવા દેશને કેવળ ખેતી કરનાર મુલક બનાવી દેવો એ તેને અન્યાય છે."

હિન્દુસ્તાનનો વણાટનો ધંધો જ્યારે લગભગ તદ્દન નાશ પામી ચૂક્યો હતો ત્યારે ૧૮૪૦ માં ઇસ્ટ ઇંડિયા કંપનીએ હિન્દુસ્તાનના માલની ઉપર ઇંગ્લંડમાં નાંખવામાં આવતી અંતઃકાયતની જકાતો બંધ કરવા માટે અરજી કરી હતી. તે અરજી ઉપર વિચાર ચલાવવા માટે આમની સભામાં જે સિલેકટ કમિટી નીમાઈ હતી તેમાંથી બ્રૉકલહર્સ્ટ નામનો એક ગૃહસ્થ બ્રિટિશ મીલવાળાઓ તરફથી બેઠો હતો. એ કમિટીએ જે સાક્ષીઓની તપાસ કરી તે તપાસ દરમ્યાન ચાલેલી પ્રશ્નોત્તરીમાંથી ઉપરનો ઉતારો લીધો છે. એ પ્રશ્નોત્તર થયાને ૮૦ વર્ષ થઈ ગયાં, છતાં આજે પણ તે તદ્દન તાજા જ થએલા

હોય એવા લાગે છે. એમાં હિંદુસ્તાનના વણકરોને ઇંગ્લંડની સ્વાર્થનીતિએ પાયમાલ કર્યા એ અપરાધની ચોખ્ખી કબૂલાત છે, એટલું જ નહીં, પણ તે અપરાધ થઇ ચૂક્યો એટલે તે યોગ્ય હતો એ દલીલ પણ કરવામાં આવેલી છે! અને હિંદુસ્થાન પ્રત્યે પાપાચરણ ચાલુ રાખીને આપણે જીવી શકીએ એવી કબૂલાત પણ નિર્લજ્જ નિખાલસતાથી થયેલી છે.

આ જ દલીલ ૮૦ વર્ષ પછી પણ આજે ફરી એકવાર થઇ રહી છે, અને ૮૦ વર્ષ ઉપર જે ઘા તાજો લાગતો તે આજે તો પૂરાઇ ગયો હશે એવી માન્યાતાથી એ જ દલીલ આજે વળી વિશેષ નિર્લજ્જતાપૂર્વક કરવામાં આવે છે. થોડા જ દિવસ ઉપર ગાંધીજીના પરદેશી માલના બહિષ્કારના કાર્યક્રમ ઉપર લખતાં 'ટાઇમ્સ' પત્ર કેટલીક વક્ર ટીકા કરે છે: 'ગાંધીજી તો પોતાની હીલચાલ શુદ્ધિની છે એમ કહ્યાં કરે છે, પણ શુદ્ધિને બદલે એ હીલચાલ તો પોતાના મિત્રોને તેમજ પારકાને સજા કરવા માટે જ થએલી હોય એમ લાગે છે.' ગાંધીજીના મિત્રો—એટલે આ દેશના વેપારીવર્ગ—પ્રત્યે દિલસોજીનાં જે આંસુ આમાં ઢાળવામાં આવ્યાં છે તેનું જુઠાપણું તો ઉઘાડું છે; પણ પરદેશને ખરી રીતે કયા દેશે કેટલી સજા કરી છે તે તપાસીએ. એ તપાસવામાં ઇંગ્લંડના હાલના વેપારની ઇમારત આપણા કારીગરોની કેટલી ખોપરીઓથી ચણાયલી છે તે જોયા વિના ચાલે એમ નથી. એ ઇમારતનું લોહીઆળું ચણતર કેમ ચણાયું તેનું વર્ણન સ્વ. રમેશચંદ્ર દત્તનાં અમૂલ્ય પુસ્તકોમાં હૃદયભેદક રીતે આપવામાં આવેલું છે; અને આજે પાછો સજીવન થવાને પ્રયત્ન કરી રહેલો આપણો દેશ એ ઇતિહાસ વાંચીને વિચારે એ અત્યારે બહુ જરૂરનું છે. કેટલું પાપ થયું છે, એ પાપમાં જાણ્યે અજાણ્યે આપણે કેટલો ભાગ ભર્યો છે, એ જાણીને જ આપણે તે પાપના પ્રાયશ્ચિત્તનું ખરૂં માપ કાઢી શકીએ.

ઇંગ્લંડના અન્યાયનો ઇતિહાસ શરૂ કરીએ તે પહેલાં ઇંગ્લંડ

પોતાના હિતને ખાતર કેટલું કરતું હતું તેની નોંધ લઇશું—ન્યાય કહી શકાય એવી વસ્તુઓ ઇંગ્લંડ કેટલી કરતું તેની જ નોંધ લઇશું. ઇસ્ટ ઇંડિયા કંપની માર્ફત પોતાને હિન્દુસ્તાનમાં રાજકીય સત્તા મળી તે પહેલાં ઇંગ્લંડે પોતાને ત્યાં પરદેશથી આવતા માલની સામે કેટલી અટકાયતો નાખેલી હતી તે ઇતિહાસકાર લેકીના નીચેના શબ્દો ઉપરથી ખબર પડશે.

"૧૭ મા સૈકાની આખરે સોંઘા અને સુંદર કૅલિકો, મજલીન અને છીંટના પુષ્કળ તાકા હિંદુસ્તાનથી ઇંગ્લંડ આવતા, અને તે લોકોનું મન એટલું તો હરણ કરતા કે ઉનના અને રેશમના માલ બનાવનારા ખુબ ગભરાઇ ગયા હતા. આ કારણથી પાર્લામેન્ટે સને ૧૭૦૦ અને ૧૭૨૧ માં કાયદા કરી, કેટલીક જાત બાદ કરીને બાકીનો બધો છાપેલો અને રંગેલો કૅલિકો, પહેરવેશમાં કે ફર્નિચરમાં વાપરવાની, તેમજ જેમાં સૂતર આવતું હોય તેવો કાંઇપણ છાપેલો કે રંગેલો માલ ઇંગ્લંડમાં વાપરવાની, સખ્ત મનાઇ કરી."

"હિંદી કૅલિકોનું બનેલું કાંઇપણ વસ્ત્ર કોઇ સ્ત્રીએ પહેરવું એ ઇંગ્લંડમાં ગુન્હો ગણાતો હતો. ૧૭૬૬ માં એક સ્ત્રીનો ફ્રેંચ કૅમ્બ્રિકનો રૂમાલ વાપરવા માટે ગિલ્ડ હૉલમાં ૨૦૦ પૌંડ દંડ થયો હતો!"

આ તો હું કહી ગયો તેમ કંપનીને રાજકીય સત્તા મળી તે પહેલાંનો ઇતિહાસ છે. એની સામે કોઇ વાંધો લઇ શકે એમ નથી. ઇંગ્લંડે બધું પરદેશી કાપડ આવતું બંધ કરવામાં શુદ્ધ સ્વદેશી ધર્મ પાળ્યો હતો. એ જ સ્વદેશી ધર્મ પાળવાનો ઉપદેશ આજે ગાંધીજી આપણને આપી રહ્યા છે. પણ ધર્મ તજી, સ્વાર્થની ખાતર હિન્દનો સૂતરનો ઉદ્યોગ ડુબાડવામાં ઇંગ્લંડે જે પારાવાર અધર્મ કર્યો તેનો ઇતિહાસ અહીં આપવાનો હેતુ છે. સ્વદેશી ધર્મ પાળતાં ઇંગ્લંડ કોઇને

સજા કરતું ન હતું. ધર્મ ઓળંગીને 'સજા' તો ઇંગ્લંડને સત્તા મળી ત્યાર પછી તેણે કરવા માંડી.

આ પાપાચારની શરૂઆત લગભગ પોણાબસેં વર્ષ ઉપર શરૂ થઇ. આરંભમાં હિન્દી કારીગરો પાસે જોરજુલમથી કામ લેવામાં આવતું. તેમને ઇસ્ટ ઇન્ડિયા કંપનીનાં કારખાનાં, જે કોઠીઓ કહેવાતી, તેમાં કામ કરવું પડતું. પછી ગામડાંઓ અને વણકરોની કોમોની કોમો ઉપર કંપનીના આડતીયાઓએ શિરજોરી ચલાવવા માંડી. આખરે ઇંગ્લંડમાં જતા આપણા માલ ઉપર આરંભના ઉતારામાં જણાવેલી ભયંકર જકાતો નાંખવાની નીતિ ચાલુ થઇ, અને સામો ઇંગ્લંડથી ઢગલેઢગલા માલ આ દેશમાં ઠાલવવામાં આવ્યો. આટલામાં આપણા ઉદ્યોગની પડતીનો સાર આવી જાય છે. સ્વ. રમેશચંદ્ર દત્તે પોતાના ભારે હોદ્દાને અંગે જે જે પુરાવા પોતાને જોવાના મળ્યા, તે બધાય–સરકારી દફતરમાંના અને અંગ્રેજોએ આપેલા–પુરાવાનો ઉપયોગ કરી એ દુ:ખદ ઇતિહાસ પોતાનાં પુસ્તકોમાં વર્ણવ્યો છે.

પ્રથમ એક બે ઉતારા કંપનીના ગુમાસ્તાઓનાં કારસ્થાનો વિષે લઇશું. સાર્જન્ટ બ્રૅગૉના ૧૭૬૨ના મે મહીનાની ૨૬મી તારીખના પત્રમાં આમ વર્ણન છે:—

> "કોઇ ગૃહસ્થ પોતાને માટે કાંઈ માલ લેવો હોય કે વેચવો હોય તો તે માટે ગુમાસ્તાને મોકલે છે. તે તરત જ પોતાને કોઈ પણ રૈયતને પોતાનો માલ વેચવા કે લેવાની ફરજ પાડવાનો અધિકાર મળ્યો હોય એમ માની લે છે. અને જો પેલો પોતાની અશક્તિને કારણે ના પાડે તો તેને ફટકા પડે છે, અથવા બંદીખાનામાં પૂરાવું પડે છે. જો તે હા પાડે છે તો તેટલાથી પતતું નથી, કારણ ત્યારે તે પોતાની પાસે જેટલી વસ્તુનો વેપાર કરવાનો હોય તેટલી કોઈ પણ બીજા શખ્સને ખરીદવા અથવા વેચવા દેતો નથી. જો તેઓ તેમ કરે તો તેનું આવી બને છે. વળી કિંમત આપવાની તે પણ બીજા

વેપારી આપે તેના કરતાં ઘણી ઓછી આપવાની; કેટલીક વાર તો આપવાના જ અખાડા કરે છે; હું વચ્ચે પડું છું તો તરત રાવ ખાવામાં આવે છે. આ અને આવા આવા જુલમોને લીધે બાકરગંજ જેવો આબાદ જીલ્લો તદ્દન ઉજ્જડ થઈ જવા બેઠો છે. દરરોજ લોકોનાં ટોળેટોળાં શહેર છોડી બીજાં સલામત ઠેકાણાં શોધે છે, અને જ્યાંનાં બજારોમાં વેપારવણજ ઉભરાઈ રહેતો તે બજારોમાં હવે કશું મળતું નથી. ગુમાસ્તાના પટાવાળાઓ લોકોની ઉપર જોરજુલમ કરે છે. જમીનદાર વચ્ચે પડે છે તો તેના પણ તેવા જ હાલ થશે એમ કહેવામાં છે. પહેલાં જાહેર અદાલતમાં ન્યાય અપાતો, હવે તો દરેક ગુમાસ્તો ન્યાયાધીશ થઇ બેઠો છે, અને દરેકનું ઘર કચેરી થઈ પડયું છે. ખુદ જમીનદારને પણ શિક્ષા સંભળાવવામાં આવે છે, અને તેમની પાસેથી પટાવાળા સાથે લડાઇ કરવાના અને ખોટા ચોરીના આરોપ મૂકી પૈસા કઢાવવામાં આવે છે.”

બંગાળનો આખો વેપાર બધાએ જીલ્લાઓમાં કંપનીના નોકરોએ આમ વેરાનખેરાન કર્યો હતો. પણ પાકો માલ હસ્તગત કરવાની તેમની રીત પણ તેટલી જ જુલમી હતી. વિલિઅમ બોલ્ટ્સ નામના એક અંગ્રેજ વેપારીએ એ રીતોનો તાદશ ચિતાર ૧૭૭૨માં પ્રસિદ્ધ કરેલા પોતાના પુસ્તકમાં નીચે મુજબ આપ્યો છેઃ—

‘ કાંઇ પણ અસત્ય વિના કહી શકાય કે દેશનો બધોય અંદરનો વેપાર અને ખાસ કરીને યુરોપની ખરીદી માટે થતો વેપાર કાયમના સિતમ રૂપ છે. અને તેની માઠી અસર દેશનો દરેક વણકર તેમ જ કારીગર ખમી રહ્યો છે. જેટલો માલ નીકળે છે તે બધો એકહથ્થો કરી લેવામાં આવે છે, અને અંગ્રેજો, તેમના વાણીઆઓ અને કાળા ગુમાસ્તાઓ પોતાની ઇચ્છામાં આવે તેમ કયો માલ કોણે કેટલો બનાવવો તથા તેની કેટલી કિંમત લેવી તે નક્કી કરે છે. ગુમાસ્તો

શહેરમાં આવી પડાવ નાંખે છે, તેને પોતાની કચેરી કહે છે. ત્યાં પોતાના સીપાઈ અને હરકરેની માર્ફત દલાલ અને પાયકરોની સાથે વણકરોને બોલાવે છે, પોતાના શેઠે મોકલેલા પૈસા આવી જાય એટલે અમુક માલ અમુક વખતે અને કિંમતે આપવાની કબૂલત તે વણકરો પાસે કરાવી લે છે, અને તેને થોડા પૈસા અગાઉથી આપે છે. બિચારા વણકરની 'હા' 'ના' નો તો ભાવ જ કોણ પુછે? કારણ ગુમાસ્તા કંપની વતી ખરીદી કરવા આવે છે ત્યારે તેમની ઇચ્છા પ્રમાણે વણકરો પાસેથી સહી કરાવી લે છે. અને જો અગાઉ આપેલા પૈસા લેવાની વણકરો ના કહે તો તેઓ તેમની ગાંઠે એ પૈસા જોરજુલમથી બંધાવે છે....આમાંના કેટલાએ વણકરો તો કંપનીના ગુમાસ્તાના ચોપડાઓ ઉપર ચઢેલા હોય છે, અને તેમ હોવાથી તેઓ બીજા કોઇને માટે કામ કરી શકતા નથી. અને એકની પાસેથી બીજા ગુમાસ્તા પાસે ગુલામની માફક તેમની બદલી થાય છે. બિચારાઓને એક પછી બીજા એમ અનેક ગુમાસ્તાઓના જુલમ અને લબાડીના ભોગ થવું પડે છે...આ ખાતામાં જે લબાડી ચાલે છે તેની કલ્પના કરવી પણ મુસ્કેલ છે. પરિણામ બધાનું ગરીબ બિચારા વણકરને લૂંટવામાં આવે છે એ જ. કારણ જાંચ કરનારાઓ અને ગુમાસ્તાઓ મળીને માલની જે કિંમત ઠરાવે છે તે જો તે જ માલ ભર બજારમાં છૂટથી વેચવામાં આવે તો જેટલી કિંમત ઉપજે તેના કરતાં ઓછામાં ઓછા ૧૫ ટકા અને કેટલીક વાર તો ૪૦ ટકા જેટલી ઓછી ઠરાવવામાં આવે છે. વળી કંપનીના આડતીઆઓએ લખાવી લીધેલા મુચલકા પ્રમાણે જે વણકરો માલ આપી ન શકે તેમની મિલકત હરરાજ કરી દેવામાં આવે છે, અને તેમાંથી ખોટ પૂરી કરી લેવામાં આવે છે. અને કાચા રેશમનાં કોકડાં ભરનારાઓની ઉપર તો એટલો

બધો જુલમ થયો છે કે તેમાંના કેટલાકે પોતાના ઉપર કોકડાં ભરવાનો જુલમ ન થવા પામે તે ખાતર પોતાના અંગૂઠા કાપી નાંખ્યા છે!"

આમ, સ્વ૦ દત્ત કહે છે તેમ, આ જુલમ ગામડે ગામડે, બજારે બજારે, સાળે સાળે પહોંચ્યો હતો. તેમના ઉદ્યોગ અને જીવન ઉપર આવા કારી આઘાત કદી થયા ન હતા, અને તેને પરિણામે હિન્દના ઉદ્યોગના ઝરા બંધ થયા. લક્ષ્મીનાં મૂળ સૂકાઈ ગયાં.

આટલું બસ ન હોય તેમ દેશમાં જ બનતા માલ ઉપર અંગ્રેજો કાંઈ પણ જકાત ન ભરે, પણ દેશીઓ મુલ્કી જકાત આપે એવો શિરસ્તો ચાલૂ કર્યો હતો. આમાંથી નીપજતા ત્રાસથી કંટાળી, બંગાળના ત્યારના નવાબ મીર કાસમે અન્યાય દૂર કરવા માટે બધી મુલ્કી જકાતો કાઢી નાંખી. આની સામે કલકત્તા કાઉન્સિલે બખાળા કાઢ્યા. એને 'અંગ્રેજ પ્રજા સામે વિશ્વાસઘાત' નું પગલું કહ્યું— જેમ આજે આપણે સ્વદેશી વ્રત લઈએ છીએ તે ઇંગ્લંડને સજા કરી પાપ કરીએ છીએ એમ 'ટાઇમ્સ' કહે છે. જેમ્સ મિલ, જેના ઇતિહાસમાંથી આ સમયનો બધો હેવાલ મળે છે, તે કહે છેઃ—

'આ પ્રસંગનું કંપનીના નોકરોનું વર્તન ન્યાયના તો શું પણ કાંઇ લાજશરમના પણ ભાનને ભૂલાવવાની જે શક્તિ સ્વાર્થમાં રહેલી છે તેનો એક આબાદ દાખલો છે.' સ્વ. દત્ત લખે છેઃ–' કંપનીના નોકરોને એક બે વસ્તુઓનો એકહથ્થો વેપાર જોઈતો હતો, એટલું જ નહિ પણ દરેક વસ્તુના વેપારમાં દેશી વેપારીઓ અને પોતાની વચ્ચે એવો અંતર કરાવવા ઇચ્છતા હતા કે જેથી અંતે બંગાળના લોકો માનવસમાજના સામાન્યમાં સામાન્ય હકો પણ ખોઇ બેસે. પરદેશી વેપારીઓએ એક મોટા અને આબાદ દેશનો આખો વેપાર પોતાને હાથ કરી લેવા માટે પોતાનાં હથિયારને બળે આટલો વધારે પડતો દાવો કર્યાનો બીજો દાખલો ઇતિહાસમાં ભાગ્યે જ જડશે."

આખરે લડાઇ થઈ. 'બળીઆના બે ભાગ'ની નીતિએ અંગ્રેજો જ ફાવ્યા. અન્યાયનો દોર ચાલુ જ રહ્યો. કંપનીના ડિરેક્ટરો આ નીતિની સામે થતા, પણ તેમનું સાંભળે કોણ? અને પછી તો ડિરેક્ટરોએ અનીતિનું બીજું ધોરણ પોતે જ પકડયું. બ્રિટિશ વણકરોની અદેખાઇને પોષવી એ તેમનું કર્તવ્ય થઈ પડયું. કંપનીની રાજકીય સત્તાનો દુરુપયોગ કરી બંગાળની કારીગરી તોડી પાડી તેને ભોગે ઇંગ્લંડના વણકરોને ઉત્તેજન આપવાનાં ખસૂસ પગલાં લેવાવા માંડયાં. ૧૭૬૮ માં લખેલા અને બધાયે પ્રાંતના હાકેમોને મોકલેલા પોતાના પત્રમાં કંપનીએ ઇચ્છા બતાવી કે બંગાળમાં કાચા રેશમનું ઉત્પન્ન વધારવું, અને રેશમનો માલ બનતો અટકાવવો. આ પત્રની યોજના વિષે ૧૭૮૩ માં નીમાયલી સિલેક્ટ કમિટી લખે છે:—

> **' આ પત્રમાં બળાત્કાર અને ઉત્તેજન બંને આવી જાય એવું સુંદર સચોટ ધોરણ રહેલું છે, જેની અસરે બંગાળનો ઉદ્યોગ નાશ થયા વિના નહિ રહે. પરિણામે એ ઔદ્યોગિક દેશની સુરત જ ફરી જઇ તે ગ્રેટબ્રિટનના વણકરોને પૂરો પાડવાનો કાચો માલ ઉત્પન્ન કરનારો દેશ બની રહેશે.'**

આમ આ પછી પચાસેક વર્ષ સુધી ચલાવવાની નીતિની આ પત્રમાં વ્યાખ્યા બંધાઇ, અને તેને પરિણામે આ લેખને આરંભે કરેલા ઉતારામાં જણાવ્યું તેમ બધા ઉદ્યોગો નષ્ટ થયા વિના રહ્યા નહિ.

બંગાળમાં મીર કાસમને હંફાવીને, અને કર્ણાકટમાં નવાબ મહમદઅલીની બેવકૂફીને લીધે, સન ૧૮૦૨ સુધીમાં બંગાળ અને મદ્રાસનો ઘણોખરો ભાગ કંપનીએ હાથ કર્યો હતો. વાયવ્ય પ્રાંતના પણ તે જ હાલ થયા. એટલે જ્યાં જ્યાં વણકરોની ભારે વસ્તી હતી તે તે પ્રદેશો કંપનીને હાથ લાગ્યા, અને તેને તેણે વેરાન કર્યા. ઉપર બતાવેલી નીતિના પરિણામે ઈંગ્લંડથી હિન્દુસ્તાન આવતો સુતરાઉ

**માલ, જે ૧૭૯૪માં ભાગ્યે જ દોઢસો પૌંડની કિંમતનો હતો તે ૧૮૧૩માં ૧ લાખ ૮ હજાર પૌંડની કિંમતનો થઇ ચૂક્યો હતો.**

આ વેળા કંપનીનો 'પટ્ટો' નવેસર કરી આપવામાં આવ્યો અને તે દરમ્યાન હિન્દુસ્તાનના વહિવટ વિષે તપાસ થઈ. તે તપાસ દરમ્યાન કેટલીક જુબાનીઓ પડી તે જાણવા જેવી છે. ગ્રીમ મર્સર નામનો એક ડૉક્ટર કંપનીની નોકરીમાં રહી ગયો હતો. તેણે જણાવ્યું હતું કે:

"લૉર્ડ વૅલેસ્લીએ યુરોપીઅન માલ હિન્દુસ્તાનમાં વેચાવાને માટે સોઇ કરવાનો પ્રયત્ન, રોહિલખંડના મેળા ભરીને અને હરદ્વારના કુંભ મેળામાં બ્રિટિશ રેસિડંટને મોકલીને કર્યો હતો."

જૉન રૅંકિંગ નામના વેપારીની સાથે થયેલા સવાલજવાબમાં બ્રિટિશ માલને ઉત્તેજન આપવા માટે નંખાયલી અટકાયતની જકાતનો ખ્યાલ મળે છે.

"'ઇસ્ટ ઇંડિયા હાઉસ'માં વેચાતા કાપડ ઉપર કિંમત પ્રમાણે જકાત લેવાય છે?"

"કૅલિકોની આયાત ઉપર સેંકડે ૩ પૌંડ, ૬ શિ. ૮ પે. જકાત લેવામાં આવે છે; પણ જો તે માલ દેશમાં જ વાપરવા માટે હોય તો તેના ઉપર સેંકડે ૬૮ પૌંડ, ૬ શિ. ૮ પે. જકાત લેવાય છે."

"મલમલીન નામના માલ ઉપર સેંકડે ૧૦ ટકા જકાત લેવાય છે; પણ જો તે દેશમાં વાપરવા માટે રાખવામાં આવે તો ૨૭ પૌં. ૬ શિ. ૮ પે. જકાત લેવાય છે."

"રંગેલો માલ આ દેશમાં સમૂળો વાપરવા દેવામાં આવતો જ નથી, પરદેશ મોકલવા માટે જ તેની આયાત થાય છે. તોપણ તેની ઉપર ૩ પૌં. ૬ શિ. ૮ પે. ની જકાત લેવાય છે."

"પાર્લામેન્ટની આ બેઠક વખતે જકાતોમાં ૨૦ ટકા

વધારો થયો છે, એટલે હવેથી કૅલિકો ઉપર ૭૮ પૌં. ૬ શિ. ૮ પે. અને મજલીન ઉપર ૩૧ પૌં. ૬ શિ. ૮ પે.ની જકાત થાય છે.''

મિ૦ રૅંકિંગની જુબાની બતાવે છે કે હિંદી માલને વિલાયતમાં કેવી જબ્બર જકાતોથી અટકાવવામાં આવતો હતો.

"આ જકાતોની અસર એ થઇ છે કે દેશ કેવળ ખેતી કરનાર દેશ જ બની રહ્યો છે,'' એમ આ પછી દશ વર્ષમાં એક અનુભવી અંગ્રેજે લખ્યું હતું.

પણ આ સંબંધે કદિ ન વિસરાય એવા ઉદ્ગાર તો પ્રખ્યાત ઇતિહાસકાર વિલ્સન, જેમણે મિલે શરૂ કરેલો ઇતિહાસ પૂરો કર્યો તેમના છે. એ ઉદ્ગાર અનેક ઠેકાણે ઉતારાયા છે, પણ એ તો સદાય તાજા જ રહેશે:

"સને ૧૮૧૩ માં જે તપાસ થઇ તે દરમ્યાન એવી જુબાની પડી હતી કે તે વખતે હિંદુસ્તાનનો સુતરાઉ અને રેશમી માલ, ઇંગ્લંડમાં બનેલા તેવા માલની સરખામણીમાં, બ્રિટિશ બજારમાં ૫૦ થી ૬૦ ટકા ઓછી કિંમતે વેચી શકાતો. આ કારણથી ઇંગ્લંડના માલનું હિંદી માલ ઉપર ૭૦ થી ૮૦ ટકા જકાત નાંખીને અથવા તેને આવતો બિલકુલ અટકાવીને રક્ષણ કરવું પડ્યું. જો આમ ન કરવામાં આવ્યું હોત તો,—જો અટકાયત જકાતો અને કાયદાઓ ન કરવામાં આવ્યા હોત તો—પેઝલી અને મેન્ચેસ્ટરની મીલો ચાલુ થતાની સાથે જ બંધ થઈ જાત, અને પાછળથી વરાળની મદદથી પણ ભાગ્યે જ ચાલુ થઇ શકત. હિંદી કારીગરીને ભોગે તેઓ ઉભી થઇ શકત. હિંદી કારીગરીને ભોગે તેઓ ઉભી થઇ. **હિંદ સ્વતંત્ર હોત તો તેણે આનું સાટું વાળ્યું હોત, બ્રિટિશ માલ ઉપર અટકાયતી જકાતો નાંખી હોત, અને પોતાની કારીગરીનો સંહાર થતો અટકાવ્યો હોત.**

**આત્મરક્ષણ ખાતર આટલું કરવાની તેને છૂટ ન હતી, કારણ કે તે તો પરાધીન થઇ પડયું હતું. બ્રિટિશ માલના ઢગલા કાંઇ પણ જકાત વિના હિન્દુસ્તાનમાં પરાણે ઠાલવવામાં આવ્યા, અને પરદેશી વેપારીઓયે જે હરીફની સાથે ન્યાયની રીતે ફાવી શકાય તેમ ન હતું એને અન્યાયી સત્તાની બળજોરી વાપરીને હંફાવ્યો અને આખરે ગુંગળાવી નાંખ્યો.**

આટલી અટકાયતો છતાં કાંઈ માલ હિંદુસ્તાનમાં ઉત્પન્ન થતો તો તેની વ્યવસ્થા કંપનીની કોઠી સરસ રીતે કરી લેતી. આ માલ જેટલો થાય તેટલો જોરજુલમથી, પોતાને ફાવે તે શરતે અને ભાવે કઢાવવામાં આવતો. યુરોપમાં વેચવા માટે ઇંગ્લંડ મોકલવામાં આવતો હિંદી માલ પોતાને વપરાશ માટે ત્યાજ્ય હતો, પણ તેમાંથી નફો મેળવવા માટે તે કાંઇ ત્યાજ્ય ન હતો! ખાસ કાયદા કરીને ઠરાવવામાં આવ્યું હતું કે કંપનીની પાસેથી જેને પૈસા મળ્યા હોય તેણે પોતાનો માલ અથવા મહેનત કોઇ પણ શખ્સને વેચવાં નહિ, એક અથવા વધારે સાળ રાખનાર સાળવી જો કહેલા તાકા મુદતસર તૈયાર ન કરી આપે તો તેણે દરેક તાકાની કિંમત દીઠ ૩૫ ટકાનો દંડ આપવો પડશે ઇ૦ ઇ૦. આથી એટલો બધો જુલમ અને ત્રાસ ગુજરતો અને એટલા બધા ગુન્હા નીપજતા કે તેને માટે ખાસ કાયદાઓ ઘડવાની ફરજ પડી હતી!

૧૮૧૩ની તપાસનો હેતુ જ બ્રિટિશ માલની ખપત હિંદમાં શી રીતે વધારાય તેટલા માટે હતો. નેપોલીયન બોનાપાર્ટે યુરોપીય બંદરોમાંથી બ્રિટિશ માલ કાઢયો હતો, એટલે ઇંગ્લંડના વેપારી અને કારખાનાંવાળા ભારે મુશ્કેલીમાં આવી પડ્યા હતા. તેમને માટે નવું બજાર શોધવું જોઇએ, તે સારૂ કંપનીનો એકહથ્થો વેપાર ૧૮૧૩નો પટ્ટો નવો કરી આપવામાં આવ્યો ત્યારથી રદ કરવામાં આવ્યો. હિંદમાં છૂટેદોર મ્હાલવાનું તે દિવસથી દરેક અંગ્રેજ વેપારીને મળ્યું.

આ વિઘાતક નીતિને પરિણામે કેટલા ઉદ્યોગો નાશ પામ્યા, કેટલાને રોટલો મળતો બંધ થયો તેનો સ્હેજ ખ્યાલ તે વેળાની ઔદ્યોગિક સ્થિતિનાં કેટલાંક વર્ણનો ઉપરથી મળશે. રેંટીયા અને સાળોનો ઉપયોગ સાર્વત્રિક હતો. હિંદુસ્તાનની ઉમ્મરલાયક સ્ત્રીઓનો અર્ધો ભાગ કાંતીને પોતાના પતિ કે પિતાની આવકમાં વધારો કરતી એમ કહેવામાં અત્યુક્તિ નથી એમ સ્વ. દત્ત કહે છે. ઉત્તર હિંદની અને દક્ષિણ હિંદની ઔદ્યોગિક સ્થિતિની તપાસ કોર્ટ ઑફ ડિરેક્ટરોએ ઓગણીસમી સદીની શરૂઆતમાં કરાવેલી તેમાંથી નીચેની સુંદર માહિતી મળે છેઃ-

**પટના જીલ્લા**ની વસ્તી ૩૩ લાખ જેટલી હતી. ત્યાં ૩ લાખ ૩૦ હજાર જેટલી કાંતનારી સ્ત્રીઓ હતી એવી ડૉ. બુચાનનની ગણત્રી છે. ચાદર અને ઝીણું કપડું વણવાની સાળો ૭૫૦ હતી, તેની ઉપર દર વર્ષે ૫ લાખ ૪૦ હજાર રૂપીઆનું કાપડ વણાતું. ખાદી વણવાની સાળો તો અસંખ્ય હતી. તેની સંખ્યાનો આંકડો નથી આપવામાં આવ્યો, પણ દર વર્ષે ૨૪ લાખ* રૂપીઆની ખાદી વણાતી. રેશમની સાળો થોડી હતી, પણ રેશમી કપડું પણ વર્ષે સવાચાર લાખ રૂપીઆનું વણાતું.

**શાહબાદ જીલ્લા**ની વસ્તી ૧૪ લાખની હતી. ત્યાં ૧ લાખ ૬૦ હજાર જેટલી સ્ત્રીઓ સૂતર કાંતતી. ૭૦૨૫ ઘરો વણકરોનાં હતાં, અને સાળો ૭૯૫૦ હતી. રેશમનું વણાટ શાહબાદમાં ઓછું જ હતું.

**ભાગલપુર જીલ્લા**ની વસ્તી ૨૦ લાખ જેટલી હતી. ત્યાં ૧ લાખ ૬૦ હજાર સ્ત્રીઓ કાંતતી. અહીં ટાસર રેશમ વણાતું. ૩૨૭૫ સાળો ચાલતી. સૂતરની સાળો ૭૨૨૯ હતી.

---

* આજકાલ દસપાંચગણી મોંઘવારીના કાળમાં રૂપીઆની કિંમત ઘટી ગઈ કહેવાય, તેથી તે કાળની સોંઘારતને હિસાબે એક રૂપીઆની કિંમતનું કાપડ આજને હિસાબે કેટલા રૂ. ની કિંમતનું ગણાય તેની ગણત્રી આ આંકડાઓ વાંચતી વેળાએ વાચકોએ ધ્યાનમાં રાખવી ઘટે.

**ગોરખપુર જીલ્લાની** વસ્તી ૧૩ લાખ જેટલી હતી. પોણાબે લાખ સ્ત્રીઓ કાંતીને ગુજરાન મેળવતી અને ૬૧૧૪ સાળો હતી. ઘણુંખરૂં છીંટ વણાતી અને ધાબળા બનતા.

**દિનાજપુર જીલ્લા**માં ૩૦ લાખની વસ્તી હતી. અહીં કાંતનારીઓની સંખ્યા નથી મળતી. પણ ૨।। લાખ રૂપીઆનું રૂ દર વર્ષે કંતાતું. ૪ હજાર સાળો હતી. માલ્દ્દાઈ કાપડ વણાતું, જેમાં રેશમનો તાણો ને સૂતરનો વાણો આવતો. ૮૦૦ સાળો મોટા તાકા માટે હતી. ૫૦૦ ઘરો કેવળ રેશમ વણનારાઓનાં હતાં. શુદ્ધ સૂતરનું કાપડ વર્ષે લગભગ ૧૬ લાખ રૂપીઆનું વણાતું. ઉતરતા વર્ણના હિન્દુઓનાં ઘણાંખરાં ઘરોમાં સાળો હતી, અને ઘણીખરી સ્ત્રીઓ કાંતતી.

**પુર્ણિઆ જીલ્લા**માં ૨૯ લાખની વસ્તી હતી. અહીં પણ ઘણીખરી સ્ત્રીઓ કાંતતી એમ ડૉ. બુચાનન લખે છે, જો કે તેનો આંકડો નથી મળી શકતો. પણ ૩ લાખ રૂપીઆનું રૂ દર વર્ષે કંતાતું, અને ૧૩ લાખ રૂપીઆનું સૂતર નીકળતું. ૨૦૦ સાળો કેવળ રેશમના વણાટ માટે હતી. રેશમ અને સૂતર બંને મિશ્ર વણનારા વણકરો દિનાજપુરના જેટલા હતા. જાડી ખાદી વણનારાઓનો તો પાર ન હતો. લગભગ ૧૦૦૦૦ સાળો હશે. ઝીણું સૂતરાઉ કપડું વણનારાઓની ૩૫૦૦ સાળો હતી. આ ઉપરાંત શેતરંજી, ધાબળા અને બીજું ગરમ કાપડ બનતું.

રંગપુર અને આસામ જીલ્લાનાં વર્ણનો બહુ વિગતવાળાં નથી.

આ માહીતી તો સ્વ. દત્તના પુસ્તકમાંની છે. કેટલાંક શહેરો અને જીલ્લાની સ્થિતિની ખાસ પ્રવાસીઓના વર્ણનમાંથી જે માહીતી મળે છે તે આની પૂરવણી તરીકે આપું છું. સને ૧૭૫૭ માં ક્લાઈવ મુર્શિદાબાદમાં દાખલ થયો ત્યારે તે વિષે તેણે આ પ્રમાણે લખ્યું હતું:—

"આ શહેર લંડનના જેટલા વિસ્તારવાળું, વસ્તી-

વાળું અને સમૃદ્ધ છે; માત્ર બેમાં એટલો જ તફાવત છે કે મુર્શિદાબાદમાં કેટલીક વ્યક્તિઓ એવી છે કે જેની અંગત મિલ્કત લંડનની કોઈ પણ વ્યક્તિના કરતાં ક્યાંયે ચઢી જાય. ”

આ સમૃદ્ધિનું કારણ તો ત્યાંના વેપારની આબાદી હતું: હિંદુસ્તાનમાં ઉત્પન્ન થતું અને પરદેશ મોકલવામાં આવતું કાચું રેશમ તથા તૈયાર થયેલા રેશમી માલનો ચારપંચમાંશ ભાગ એકલું રાજશાહી ઉત્પન્ન કરતું.

વૉલ્ટર હૅમિલ્ટન લખે છે:—“ કાસિમબજાર રેશમી માલને માટે બહુ વખત થયાં મશહૂર છે, અને ત્યાંનાં મોજાં તારની જાળી જેવાં ગુંથવામાં આવતાં હોઇ બંગાળમાં સૌથી ચડિઆતાં છે. અહીંના રહીશો જ શેતરંજી, સાટિન અને બીજી બનાવટોમાં રેશમ પાર વગરનું વાપરે છે, બાકી બધે તે હિંદુસ્તાનના બીજા બધા ભાગોમાં અને યુરોપમાં પણ મોકલવામાં આવે છે. **દુનિયામાં કદાચ ચીનથી બીજે નંબરે રેશમ ઉત્પન્ન કરનાર અને બનાવનાર દેશ હિંદુસ્તાન છે.** ”

મુર્શિદાબાદની આસપાસ રેશમનું વણાટ ખૂબ હતું. કલકત્તાની આસપાસ છીંટ ‘ એવી સુંદર બનતી કે તેવી યુરોપમાં બની શકવી અશક્ય છે. ”

ટિપેરા જીલ્લાની બનાવટો હવે તો વિસરાઈ ગઇ છે. “ આ જીલ્લાનું જાડું સુતરાઉ કાપડ દુનિયામાં બાસ્તા અને કોસીઆના નામથી પ્રખ્યાત છે, અને તે અતિશય સુંદર અને ટકાઉ કાપડ કંપની અને ખાનગી વેપારીઓ પરદેશ મોકલે છે. ” ( હૅમિલ્ટન ) લક્ષ્મીપુર, જગદીઆ, અને કૉલિન્દા કરીને ટિપેરા જીલ્લામાં ત્રણ શહેરોનાં ખાસ નામ આ કાપડને માટે બહુ પ્રખ્યાત છે. પણ ઢાકા મજલિન આગળ તો બધી બનાવટો ઝાંખી પડે છે. એનું વર્ણન હૅમિલ્ટનના પુસ્તકમાં સુંદર છે.

જે કપાસમાંથી એ બનાવવામાં આવતું તે ઢાકા જીલ્લામાં જ પાકતો. તે કપાસ ત્રણ જાતનો હતો. ફુતી, નરમા અને વૈરાઇત. વર્ષમાં બે ફાલ થતા. એક એપ્રિલમાં અને બીજો સપ્ટેમ્બરમાં. છોડ એક વર્ષ રહેતો, અને પાંચ ફુટ ઉંચો થતો. ગેરો અને ટિપેરાના ડુંગરાઓ ઉપરનો ભોગ નામનો કપાસ જરા જાડી બનાવટ માટે વપરાતો. ૧૮ થી તે ૩૦ વર્ષની હિંદુ સ્ત્રીઓ મજલિન માટે સૂતર કાંતતી. સોનારગાંવા, કપાશીઆ, ટોક અને જંગલબારી નામના આ જીલ્લાના ઉત્તર વિભાગોમાં સુંદરમાં સુંદર કપાસ થતો. નૂરજાંનના વખતથી ઢાકાની મજલિન ભારે પ્રખ્યાત થઇ. અને ૧૮૩૯ સુધી તો સુંદર કાંતનાર એક તોલાની પૂણીમાંથી ૭૦૦૦ વારથી વધારે લાંબો એટલે ૪ માઇલથી વધારે લાંબો તાર કાઢતો ! ડૉ. યુરે નામના ગ્રંથકારે પોતાના ૧૮૩૬ માં પ્રસિદ્ધ થયેલા પુસ્તકમાં લખ્યું છે: " ઢાકામાં એવું તો સૂતર કંતાય છે અને વણાય છે કે તેની સરખામણી યુરોપમાં ક્યાંયે થાય એમ નથી. એક સરસ પરીક્ષકે કહ્યું છે કે ઇંગ્લંડમાં તૈયાર થાય છે તેના કરતાં પણ અતિશય ચડિઆતું આ સૂતર શી રીતે કંતાતું હશે, અને કઈ સાળ ઉપર તે વણી શકાતું હશે તે કલ્પનામાં ન આવી શકે એવી વાત છે." કાંતવાનું અને વણવાનું કામ એ બેથી બીજે નંબરે ભરતકામ આવે છે, અને તેને વિષે ડૉ. ટેલર ઢાકાના વર્ણનના પોતાના ૧૮૩૯ ના પુસ્તકમાં આ પ્રમાણે લખે છે: ' ભરતકામ અહીં ખૂબ થાય છે અને તેમાં મુસલમાનો એક્કા છે, જેમ કાંતવા અને વણવાના કામમાં હિંદુઓ એક્કા છે.'

એ જ લેખક કહે છે: ' ઢાકા ફૅક્ટરીમાં કંપનીએ મજલિનને માટે ૨૨ લાખ રૂપીઆ રોકેલા હતા. ૧૭૮૭ માં મિ. ડે. કલેક્ટરે એ જીલ્લાનો વેપાર એક કરોડ રૂપીઆનો

ગણ્યો હતો, જેમાંથી ૩૦થી ૪૦ લાખ રૂપીઆ યુરોપ મોકલવા માટે કપડું ખરીદવા સારૂ હતા. યુરોપીય બજાર માટે તૈયાર થતા કુલ કાપડની કિંમત સને ૧૮૦૭ માં રૂ. ૮૬૧, ૮૧૮-૮-૫ જેટલી હતી, સને ૧૮૧૦ માં તે ઘટી રૂ. ૫,૫૬,૯૯૬ થઈ હતી, સને ૧૮૧૩ માં ૩,૩૮,૧૧૪ જેટલી હતી; અને ૧૮૧૭ માં વેપારી આડતીઆની કોઠી બંધ થઇ અને કાપડ યુરોપ જતું પણ ત્યારથી જ બંધ થયું. ”

સને ૧૮૪૦ ની કમિટી આગળ સાક્ષી આપતાં સર ચાર્લ્સ ટ્રેવેલ્યને કહ્યું હતું:—

“બંગાળમાં રેશમ જેવો જે કપાસ ઉગાડવામાં આવતો હતો અને જેમાંથી ઢાકાની સુંદર મજલીન બનતી તે હવે જોવામાં પણ નથી આવતો. ઢાકાની વસ્તી ૧ાા લાખથી ઘટીને ૩૦-૪૦ હજારની થઇ ગઇ છે. અને તેટલી વસ્તી ઉપર પણ હવે જંગલ અને મલેરીઆનો ત્રાસ બાકી રહેલો તે આવવા લાગ્યો છે. જો કાંઇ સુતરાઉ માલ રહ્યો હોય તો તે અતિશય જાડી ખાદી રહી છે. બાકી અતિશય ગરીબમાં ગરીબ સિવાય બધાય વિલાયતી માલ વાપરે છે. ઢાકા હિંદુસ્તાનનું માંચેસ્ટર, જે એકવાર ‘સોનાની મૂરત’ હતું, તે પડી ભાંગી નાનકડું ગામડું થઈ ગયું છે. ત્યાં પડેલી આફતનો સુમાર નથી.”

દક્ષિણના વર્ણનમાં વણાટ અને કંતામણના આંકડા જોઇએ તેવા નથી મળતા, જો કે બંગલોર, માઇસોર, મલબાર, બધેય સાળો અને રેંટીયાનો પ્રચાર સાર્વત્રિક હતો એમ જણાય છે. કર્ણાટક તો નવાબ મહમદઅલીની મૂર્ખાઇને લીધે અંગ્રેજોએ ચૂસીને ખાલી ઇંડાના કોચલા જેવો બનાવી દીધો હતો એમ સ્વ. દત્ત કહે છે. મૉન્ટગોમરી માર્ટિન જેમણે ડૉ. બુચાનને ભેગું કરેલું સાહિત્ય એક અમૂલ્ય પુસ્તકમાં સંગ્રહીત કર્યું છે. તેઓ ૧૮૩૨ માં થયેલી

તપાસ પછી પાંચ વર્ષે બ્રિટિશ ઔદ્યોગિક રાજનીતિનું સરવૈયું આ પ્રમાણે કાઢે છે:

'ડૉ॰ બુચાનનનો રિપોર્ટ સરકારે તૈયાર કરાવ્યો તેને પરિણામે, આપણા નીચ લોભ અને સ્વાર્થાંધતાથી પાયમાલ થયેલા લોકોને માટે ઇંગ્લંડ કે હિન્દુસ્તાનમાં કાંઈ પણ પગલાં લેવાયાં છે? એકે નહીં! **ઉલટું વિલાયતી વેપારની ઘાતકી સ્વાર્થનીતિને વશ થયેલાં અભાગીઆંઓને વધારે દરિદ્રી બનાવવાના ઉપાયો લેવામાં આપણે કાંઈ કમી રાખી નથી.** આ રિપોર્ટનાં પાનાંમાંથી જણાશે કે કેટલા લોકો વણાટ વગેરે ધંધા ઉપર પોતાનું જીવન ગુજારતા હતા, પણ અનિયમિત વ્યાપારનીતિને બ્હાને ઇંગ્લંડે હિન્દીઓને લૅંકેશાયર, યૉર્કશાયર, ગ્લાસગોની મીલનો માલ બળાત્કારે લેવરાવ્યો; અને બંગાળ અને બિહારનો હાથનો બનાવેલો, ખુબસૂરત કુમાસનો અને અતિશય ટકાઉ માલ અટકાયત જકાતોનો ભોગ થઈ પડ્યો અને બનતો બંધ પડ્યો."

આ કંપારી ઉપજાવે એવા ઉતારાઓથી વાચકોનું લોહી હું હવે વધારે નહિ ઉકાળું; માત્ર એક જ ઉતારો આપી આપણા દેશ ઉપર ગુજરેલા કેરના ઇતિહાસનો આ સાર સમેટી લઇશ. ૧૮૪૦ માં તો આપણા માલના વિલાયતી માલ સાથે કશી હરીફાઇ રહી ન હતી, તો પણ કાંઈ રહેલાસહેલા માલનાં પણ મૂળ ઉખેડી નાંખવા માટે જકાતો તો કાયમ જ રહી હતી. મિ. મેલવિલે (ઇસ્ટ ઇન્ડિઆ કંપનીના મંત્રીએ) પોતાની સાક્ષીમાં કહ્યું હતું:—

'હિંદુસ્તાનમાં બ્રિટિશ વહાણમાં આવતા બ્રિટિશ સુતરાઉ અને રેશમી માલ ઉપર ૩॥ ટકા જકાત હતી. ઉનના માલ ઉપર ૨ ટકા હતી. પણ હિંદી સુતરાઉ માલ જે ઇંગ્લંડ જતો તેની ઉપર ૧૦ ટકા, રેશમના માલ ઉપર ૨૦ ટકા અને ઉનના ઉપર ૩૦ ટકા જકાત રહી હતી.

'સુતરાઉ માલ તો ઈંગ્લંડ આવતો નષ્ટ થયો છે એટલે રૂની આયાત વધી છે. ૧૮૧૩ સુધીનાં પાંચ વર્ષમાં ૯૩ લાખ રતલ જેટલું સૂતર દર વર્ષે હિંદુસ્તાનમાંથી બહાર જતું. ૧૮૩૮ માં તે વધીને ૪ કરોડ ૮૩ લાખ રતલ થયું હતું.'

'શું ત્યારે બ્રિટિશ માલે દેશીમાલને તો મારી હઠાવ્યો કહેવાય ને?'

'હાસ્તો-ઘણોખરો.'

'ક્યારથી?'

'મુખ્યત્વે ૧૮૧૪ થી.'

(પણ આટલાથી પ્રશ્ન પૂછનારની તૃપ્તિ થઈ નહિ, એટલે વધારે પ્રશ્ન પૂછાયો:)

'શું બ્રિટિશ માલ હિંદના માલને બદલે એટલે અંશે દાખલ થઇ ગયો કહેવાય ખરો, કે હિંદુસ્તાનને હવે કાપડ માટે બ્રિટિશ વેપારી પર આધાર રાખ્યા વિના છૂટકો જ ન રહે?'

'હા, મને એમ લાગે છે.'

'વારૂ, ત્યારે જેટલો માલ બનતો અટક્યો તેને લીધે પ્રમાણમાં કાચો માલ ઉત્પન્ન થતો વધ્યો ખરો?'

'વધ્યો તો જરૂર; પણ કેટલા પ્રમાણમાં તે નહિ કહી શકું.'

આમ મૃત શરીર ઉપર જ્યુરી ભરીને તે ખરેખર મરેલું છે, ક્યાંકે જીવ તો રહી નથી ગયો, એની વધારેમાં વધારે ખાત્રી કરીને ઈંગ્લંડે સંતોષ માન્યો!

પણ આપણા ઉદ્યોગોનો છેક જીવ ગયો ન હતો-જો કે હાથ-કંતામણ લગભગ નાબૂદ થયું હતું, તો પણ ૧૮૪૦ પછી સુંદર

કારીગરો જેટલું સૂતર ઉત્પન્ન થતું તેમાંથી, અને વિલાયતમાંથી આવતું તેમાંથી અનેક જાત અને ભાતનાં કાપડ વણતા. તેનો નાશ કરવાને માટે જેટલું એક પગલું ભરવાનું બાકી રહ્યું હતું તે પણ ભરાયું. તેનું વર્ણન મેજર કીથ આપી તેની નીતિ વિષે પણ પોતે જ ટીકા કરે છે.

હિંદમાંથી આવતો માલ તો લેવાને ઇંગ્લંડ તૈયાર ન હતું, પણ હિંદની બનાવટની ખાસ ખાસ રીતો ઉપાડી લેતાં તેને શરમ ન આવી. મેજર કીથ સને ૧૮૯૮ માં પાયોનીઅરમાં લખેલા પોતાના લેખમાં કહે છેઃ—

"વેપાર કરવાની કુંચીઓ કાળજીથી સંભાળી રાખવામાં આવે છે તે સૌને ખબર છે. મેસર્સ ડૉલ્ટનના પૉટરી વર્કસમાં તમે જાઓ તો તમને મીઠા મીઠા શબ્દો બોલી કાંઈ બતાવ્યા વિના વિદાય કરવામા આવશે; પણ બિચારા હિંદી કારીગરને પોતાની રૂ સાફ કરવાની, ધોવાની તેમજ રંગવાની કુંચી માન્ચેસ્ટરને બતાવવાની બળાત્કારે ફરજ પાડવામાં આવી હતી. ઇન્ડિયા હાઉસ ખાતા તરફથી એક કિંમતી પુસ્તક તૈયાર કરાવવામાં આવ્યું હતું, અને તે મારફત હિંદુસ્તાનનાં ગરીબો પાસેથી કરોડો રૂપીઆની માન્ચેસ્ટરને પેરવી કરી આપવામાં આવી હતી. એની નકલો વેપારી સંસ્થાઓને મફત વહેંચવામાં આવી હતી અને તેની કિંમત હિંદી રૈયતને આપવી પડી હતી. આ અર્થશાસ્ત્ર કહેવાતું હોય તો ભલે, પણ એ લાગે છે તો કંઇક ભળતું જ."

આ ઉતારો બતાવે છે કે એક બાજુથી હિંદી માલને પોતાને ત્યાં આવતો અટકાવી બીજી બાજુએથી હિંદી કારીગરોની રીતો ચોરીને વિલાયતમાં તેનું કેવું અનુકરણ કરવામાં આવતું હતું.

૧૮૪૦ પછી જે બન્યું તેના ઇતિહાસમાં ઉતરવાની જરૂર

નથી. હિન્દુસ્તાનમાં મીલો ઉત્પન્ન થઈ, તેને પણ હરીફાઈમાં ઉતરવા ન દેવાના બધા પ્રયત્નો આજ સુધી ચાલુ જ રહ્યા છે. પણ મીલોથી ગરીબ વર્ગોની જે તારાજી થઇ છે તેનો ઉદ્ધાર નથી થયો. અહીં વ્યાપારી રાજનીતિ સિવાયની બીજી રક્તશોષક રીતોનું વર્ણન કરવું અપ્રસ્તુત છે. પણ લૉર્ડ સૉલ્સબરીએ વાપરેલું રૂપક વાપરીને એટલું જ અહીં કહીશ કે બ્રિટિશ રાજકારભારીઓએ હિન્દુસ્તાનના શરીરમાં કોઈ જગાએ નુસ્તર મારવાનું બાકી નથી રાખ્યું, કે રખેને કોઈ લોહીઆળ ભાગ રહી જાય!

ઈશ્વરની કૃપા છે કે આજને અમૃત ચોઘડીએ આ મૃત્યુપ્રાય દેશને સજીવન થવાની આશાનું કિરણ હાથ લાગ્યું છે. જે પાપમાં પોતે પણ અણુમને ભાગ લીધો છે તે પાપનું પ્રાયશ્ચિત્ત કરવા હિન્દુસ્તાન આજે એકપગે તૈયાર થયું છે. હિન્દુસ્તાન એટલો જ નિશ્ચય કરીને બેઠું છે કે પોતાનાં તેમજ પારકાનાં પાપો ધોવા માટે પોતે પોતાનું કાપડ ઉત્પન્ન કરવું અને પહેરવું. પણ ચોર શાહુકારને દંડે તેમ આ પ્રાયશ્ચિત્તના કાર્યને પણ ઇંગ્લંડને સજારૂપ મનાવવાનો પ્રયત્ન કરવામાં આવે છે. દારૂડીઓ દારૂ પીતો બંધ થાય એટલે બિચારા દારૂવાળાને સજા જ થાય છે તો! અને વેશ્યાની વેશ્યાબાજી બંધ કરે એટલે વેશ્યાના ધંધાને ભારે નુકસાન પહોંચે છે!

એટલે આખરે આપણે લેખને મથાળે ટાંકેલા ઉદ્દગારોમાંના છેલ્લા ઉદ્દગારો ઉપર આવીએ. મિ. ઍાકલહર્સ્ટે પૂછ્યું હતું કે 'શું ત્યારે આ દેશમાં માલ ઉત્પન્ન થતો અટકી જાય તો અહીંના લોકો પાછા ખેતી કરવાનો ધંધો લઇ શકે એવા સંજોગો છે?' ન હોય. પણ પોતે ઉત્પન્ન કરેલી અસ્વાભાવિક સ્થિતિનું જ એ પરિણામ છે. ઇંગ્લંડે જાણીબૂજીને કરેલા પાપનું પ્રાયશ્ચિત્ત ઇંગ્લંડે કરવું જ પડશે. રાજીખુશીથી નહિ કરે તો પરાણે કરવું પડશે.

પણ ઇંગ્લંડને પ્રાયશ્ચિત્ત કરવું પડે કે ન પડે. આપણે આ

ચડીએ પ્રાયશ્ચિત્ત ન કરીએ તો આપણો આરો નથી. ખરૂં છે કે આપણામાંના ઘણાખરા પરદેશી માલ વાપરવાની કુટેવમાં ડૂબ્યા છે. ઘણા વેપારી પરદેશી માલના વેપારમાં ડૂબેલા છે. એક વેપારી ગૃહસ્થ—જેઓ પરદેશી માલના ભારે પોષિંદા છે—તે ગાંધીજીની પાસે આવ્યા હતા, અને કહેતા હતા કે જે યુરોપીઅન વેપારીઓની સાથે સો સો વર્ષ વેપાર કર્યો તેમને નિમકહરામ કેમ થવાય? આ મનોદશા જ્યાં સુધી આપણામાં રહેલી છે ત્યાં સુધી દેશનો વ્યાધિ અસાધ્ય છે એમ સમજવું. આપણને સેંકડો વર્ષો થયાં જે ઝેરની ગોળી બારીકમાં બારીક પ્રમાણમાં મળ્યાં કીધી છે તેને લીધે આપણી વિવેકશક્તિ પણ બ્હેર મારી ગઇ છે, અને તેને લીધે એ ઝેર પીવાનું છોડવું એને આપણે નિમકહરામી સમજીએ છીએ! ૮૦ વર્ષ ઉપર બનેલા ઇતિહાસને આપણે ન ભૂલી ગયા હોઇએ, એ ઇતિહાસનું મનન કરીને આપણે મનુષ્યત્વમાં પાછો આવવાનો દાવો રાખતા હોઇએ તો પરદેશી કાપડની વપરાશથી અને વેપારથી આપણે સ્વદેશ પ્રત્યે કેટલી નિમકહરામી કરી રહ્યા છીએ, કેટલો આત્મઘાત કરી રહ્યા છીએ, તે સમજીએ.

---

**અમારાં પુસ્તકો નીચેને ઠેકાણેથી પણ મળી શકશે.**

૧ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, બુકસેલર
કાલબાદેવીરોડ–મુંબાઇ

૨ વર્ધમાન એન્ડ સન્સ
ટ્રામ જંક્શન–પાયધોની, મુંબાઇ નં. ૩

૩ શિક્ષા સમિતિ
લીમડાચોક–સુરત.

૪ ટી. કે. ઠક્કર, બુકસેલર
જોડીયા બજાર–કરાંચી (સીંધ)

૫ ગુજરાત સાહિત્ય મંદિર
રાજકોટ પરા (કાઠીયાવાડ)

---